દક્ષિણ આફ્રિકામાં દેવી સરોજીની નાયડુએ
તા. ૯ માર્ચ ૧૯૨૪ના રોજ ડરબન
મધ્યે આલબર્ટ પાર્કમાં નાના બાળકો
સમક્ષ આપેલ અંગ્રેજી વ્યાખ્યાંનનું

# ભા ષાં ત ર.

કરાંચીમાં ગુજરાત કુલપાંખડીનો ફાળો
ભરનારાઓ તથા ગુજરાતિ સાહિત્યના
રસજ્ઞો માટે લહાણી તરીકે વહેંચવા
ખાસ તૈયાર કરાવી પ્રકાશન

આ પ ના ર

**રણછોડદાસ ધારસી મોદી**

નેપીઅર રોડ—કરાંચી.

તા. ૨૧—૫—૨૪

[ પ્રત ૨૫૦ ]

"હિતેચ્છુ" પ્રેસમાં હ. વા. ઠાકરે છાપ્યું—કરાંચી.

# વાંચનારને ભલામણ

વાંચનાર ! હું આજે તમારા હસ્ત કમળમાં આવું છું. મારા કદની લઘુતા જોઇ મારી કીંમત આંકશોમાં. તેમ કરશો તો જરૂર ભૂલ ખાશો. નાના બાળકો માટે મારામાં અતિવ સુંદર બોધ સમાએલો છે. બાળકોના વડીલો અથવા શિક્ષા ગુરૂઓ આ વ્યાખ્યાનના દરેકે દરેક પદનું રહસ્ય પોતાના ઘટને વિષે ઉતારી બાળકો ને તે પ્રમાણે સમજાવશે તેઓનેજ માત્ર મારૂં અમોલું મુલ્ય સમજાશે. માટે મને રઝળતું મુકશો નહીં. મારા પાના ફાડશો નહીં કે પાનામાં ડાઘ સરખો પણ પડવા દેશો નહીં. જેટલાં વિવેકથી તમે મને વાપરશો તેટલો વિવેક તમારા આચરણમાં ઉતરી તમારૂં ચારિત્ર્ય સુધરી તમો પોતે સુખી થશો અને બાળકોને સુધારવાના પણ નીમિત્ત બનશો. કિં બહુના.

## દેવીનું ભાષણ

નાના બાળકોને સંબોધતાં પહેલાં મોટી ઉમરના લોકો-કે જેમને મારા મિત્રે અસમંજસપણે વડીલો તરીકે ઓળખાવ્યા છે.-તેમને પાછળ ઉભા રહેવા હું વિનવુ છું; કારણ કે મારે જે કાંઇ તેઓને ( મોટેરાઓને ) કહેવાનું છે, તે તો આવતી કાલે રાત્રે સારી રીતે કહી શકાશે.

આજે તો, દુનિઆમાં જેમને હું સૌથી વધારે ચાહુ છું તે સંતતિને બોલવા માગું છું. તેઓ બાળકો છે-આખી દુનીઆના બાળકો-માત્ર નાના હિંદી બાળકોજ નહીં, પણ નાના ગોરાં બાળકો નાના કાળાં બાળકો, તેમજ નાના પીળા બાળકો આગળ હું બોલવાની છું. બચપણ એ એક અજબ ચીજ છે. મોટેરાઓ કજીઆ કંકાસ કરી જુદા પડી જાય છે તેમ બચ્ચાંઓમા થતું નથી, તેવી ( અભેદ્ય ) તે વસ્તુ છે. તે એક એવી વસ્તુ છે કે જ્યાં જાતિભાવ હોતો નથી, દ્વેષબુદ્ધિ હોતી નથી. તે વસ્તુ તો પ્રેમમય છે; તેથી જે જુદી જુદી જાતિઓ આ દક્ષિણ આફ્રિકાના મહાન સંસ્થાનમાં વસે છે તેમને જોડનારી સોનેરી સાંકળ તો દુનીઆના બાળકો જ. નાના બાળુડાઓ, લાડકવાયા નાના બાળુડાઓ, તમને આજે હું કાંઈ કહેવા માગું છું. ગઇ કાલે મારિત્સબર્ગના નાના બાળકો અને બાળકીઓ આગળ હું બોલી હતી તેની તેજ વાત આજે હું તમને સંભળાવીશ.

તમે બધા વિદ્યાર્થિઓ છો અને હું માનુ છું કે મારી છબી તમને ભેટ મળવાની છે જ્યારે તમે આ છબી તરફ જુઓ ત્યારે તમે પોતાને એમ કહેજો કે " દુનીઆ ભરના બધા બાળકોની આ સખા છે." દક્ષિણ આફ્રિકા,

ઇંગલંડ, નોરવે, ઇટાલી વિગેરે બધા દેશોના બાળકોની આ વૃદ્ધ બાનુ, એ ખરેખર મિત્ર અને સોબતી છે. દરેકે દરેક સ્થળનું બાળક ગમે ત્યાં રહેતું હોય તોપણ ખુરશીમાં બેઠેલી આ પામર વૃદ્ધ બાઇનું મિત્ર છે.

બધા નાના બાળકોની સખા હું શા માટે! કારણ એજ કે સુમારે બે હજાર વર્ષની વાત ઉપર પાલીસ્ટાઇનમાં એક પુરૂષ થઇ ગયો તે કહેતો હવો કે "નાના બાળકોને મારી પાસે આવવા દયો. કેમકે સ્વર્ગનું રાજ્ય તો તેમનું છે." દુનીઆભરમાં એક પુરૂષ એવો થઇ ગયો જેનું નામ ઇસુ ખ્રિસ્ત હતું. તે કહેતો કે "બાળકોને મારી પાસે આવવા દેજો." મારે શ્રીમંતોનું કામ નથી, તેમજ હુશીઆર માણસો કે સિપાઇઓની જરૂર નથી; પણ ફકત નાના બાળકોથીજ નિસબત છે.

સ્વર્ગનું રાજ શું છે? તે કાંઇ આશમાનની પેલી પાર નથી. તેતો નાના બાળકોના જીગરની અંદર છે. કેમકે હું સમજું છું તે પ્રમાણે નાના બાળકો મોટેરાઓની માફક કઠિન અને ટંટાખોર થવાને શીખ્યા નથી હોતા. જેવા તમે સ્વાર્થિ અને અધમ બનો છો, તેવાજ તમે સ્વર્ગના દરબારમાં દાખલ થવાનો તમારો હક ગુમાવી બેસો છો. ઇશ્વરે દક્ષિણ આફ્રિકાના આ પ્રદેશને ઘણો સુંદર બનાવ્યો છે. લાલ મસ્તકવાળા પક્ષિઓ, તેમજ શ્યામવર્ણી લાંબી પુંછડીવાળા પંખીઓ, વળી તરેહ તરેહના રંગના પુષ્પોની માફક—લાલ પાંખોવાળા—જાંબુડીપાંખોવાળા—અને લીલી પાંખોવાળા—પતંગીઆ, તેમજ મનોહર ફુળવાળા વૃક્ષો,

તથા પર્વતો પર ફુઆરાની માફક પડતા પાણીના ધોધો આ બધું અહીંઆ તમારે આંગણે છે. આવા સુરમ્ય દેશમાં ઇશ્વર પણ એવીજ અપેક્ષા રાખે કે ત્યાં વસનારા નાના બાળકો મીઠા બોલ બોલે અને હમેશા સુંદર વાતો કરે નહિ તો આવા મુલકમાં વસવાને તેઓ લાયક ન ગણાય.

મારી પસંદગીને મારી વૃદ્ધાવસ્થા જો નડતી ન હોત તો નાતાલના આ સુંદર સંસ્થાનમાં વસતા એક નાનો હિંદી બાળક અથવા તો બાળકી હોવાનું હું પસંદ કરત. અને જો મારી તેવી દશા હોત તો હું મારા મેળે ગાયા કરતી હોત કે "મારા દાદાઓ અને દાદીઓએ અહીં આવીને આ વસાહતોને-આ દેશના ગોરા લોકોને-આ પ્રદેશ ભવ્ય બનાવવાના કામમાં મદદ કરી હતી." તેઓ કહેતા હતા કે ચાલો આપણે આ ભુમિમા કામ કરીએ, ચાલો આપણે તેને બગીચાના રૂપમાં ફેરવી નાખીએ, ચાલો આપણે આપણા ગોરા ભાંડુઓને શેરડીના ખેતરો બનાવવા ના કામમાં મદદ કરીએ. અને બે ત્રણ પેઢી આમ ચાલ્યા પછી તો હું કહી શકું કે "અમો દક્ષિણ આફ્રિકાના શહેરી ઓ છીએ, તે અમારી ભુમિ છે, અમારો દેશ છે. જેટલે દરજ્જે તે આપણા શીદી ભાઇબંધની, તેમજ અંગ્રેજ કે વલંદાની તે ભુમિ છે, તેટલેજ દરજ્જે અમારી પણ તે ભુમિ છે."

જો હું એક હિંદિ તેમજ દક્ષિણ આફ્રિકાના શહેરી તરીકેનો દાવો ધરાવું તો મારે કહેવું જોઇએ કે "જેવી રીતે હું મને પોતાને ચાહું તેવીજ રીતે બીજા દરેક

જાતિને ચાહુ છું. નાના ગોરા બાળકોને, ન ના કાળા બાળકોને મારે કહેવું જોઇએ કે તમે મારા સહચારી છો, ને જે કાંઇ મારી પાસે છે તે આપણે બધા, વહેંચી ખાઇને રાજી થઇશું."

અમારૂં ભારતીય ખમિર અમને ઉપદેશે છે કે, અમારે આપમતલબીઆ ન થતું પણ બીજા દરેકની સાથે ભાઇબંધીમાં રહેવું. આ તમે કેમ પાર પાડશો ? તમારા અંતઃકરણને પ્રેમ અને માયાળુપણાની લાગણીથી એટલાં તો રસબસતા કરી નાખો કે દરેક મમતાહીન માણસ દરેક દયાહિન માણસ તમારૂં માયાળુપણું જોઇને પોતે દયાળુ બને.

એજ પ્રમાણે એક મહા પુરૂષ કાંઇક વર્ષો પહેલાં એકદા ડરબનમાં રહેતો હતો તે કહેતો હતો. ભારતવર્ષનો લઘુદેહી પણ મહાન વિચારક, તે અજાબ પુરૂષ, જે કેટલાક વર્ષ પહેલાં અહીં ડરબનમાં રહેતો, અને પાછળથી જોહાન્સબર્ગ વસીને હમણા ભારત ભુમિમાં રહે છે, તેને તમે જાણતા હોતો તો યાદ રાખજો કે જ્યાં જ્યાં તે જાય છે ત્યાં ત્યાં જગતને માટે માત્ર એકજ સદેશ તેની પાસે છે. એજ મહાત્મા ગાંધી છે. શરીરે તો તે ઘણો નાજુક અને દુર્બલ છે. પણ તેનો આત્મા એ લો તો વિશાળ અને તેનું હૃદય એટલું તો બળવાન છે કે ડરબનની આસપાસના બધા સાગરો તેના આત્મા જેટલા વિશાળ નથી તથા ડરબનની પડખેના બધા પર્વતો તેના હૃદય જેટલાં બળવાન નથી. એ તો કહે છે કે "જોઇએ તો તમે મને લુંટો, મને મારો, અરે મને હણી નાખો, તોપણ હું તો તમને પ્રેમથી જીતીશ. તમે મારૂં બુરૂં કરશો તોય હું તમને માફી આપીશ."

બાળકો માટે આ સંદેશો તેઓ મોકલાવે છે, કારણ કે મોટેરાઓતો તેમનો સંદેશો સાંભળવાના નહીં. કેમકે તેઓ લોભી અને લાલચુ રહ્યા. તેઓ લડાઈ ટંટા ઉભા કરે છે અને તેમાં બહાદુર ભડવીરોજ હોમાય છે. માટે દુનીઆભરના નાના બાળકોએ આ બધું અટકાવવાનું છે. તેથી જે કાંઈ તમને તેમજ દક્ષિણ આફ્રિકાની બધી પ્રજાને શીખવવા માટે મહાત્મા ગાંધીજીએ મને મોકલાવી છે તે તમારે પ્રથમ શીખવાનું છે. શાળાના વિદ્યાર્થીઓ તરીકે તમારા માતાપિતા કરતાં પણ ખરેખર તમે વધારે ભાગ્યશાળી છો કારણ તમને વધારે સારો યોગ પ્રાપ્ત થયો છે, કે જેવો યોગ મને પણ મારા માતપિતા તરફથી મળ્યો નહોતો. તેથી ભલા નાના બાળકો બનવાને તમારે આ તકનો સૌથી સારો લાભ મેળવી લેવો. એવી પણ શીખામણો છે કે જે તમે નિશાળમાંથી નહી, પણ એક બીજા પાસેથી શીખી શકો. અરસપરસ હેત પ્રિત રાખવી અને મદદ કરવી તે એકમેકથી શીખી શકાય છે. હમેશા ધુન લગાઓ કે, "જો હું વધારે બળવાન હોઉં તો રમતમાં તેમજ કામ કાજમાં મારાથી નબળા છોકરા અને છોકરીને મારે મદદ કરવી જોઇએ." નિશાળમાં પણ સત્ય, પ્રેમ, હિમત અને પરસ્પરની સહાયતાનુ એવું ઉત્તમ વાતાવરણ તમારે માંહો માંહે ઉત્પન્ન કરવું જોઈએ કે કોઇ છોકરો કે છોકરી કાંઇ અસત્ય વદે, અથવા પાપ કરે, અથવા જુઠાણું ભાખે તો તમો બધાએ સામે થઈ જવું, અને તે છોકરા અથવા છોકરીને કહેવું જોઈએ કે "અમારા વાળામાં તમારૂં કામ નથી, તમો અમોને કલંકરૂપ છો" આનું નામ તે સ્વમાન. અને સ્વમાન એ પવિત્ર વસ્તુછે. કેટલીક વખતે લોકો આપણને માન આપે છે, પણ તે ઠીક ન ગણાય. આપણે માનને

માટે ચોગ્ય બનવું જોઇએ. મોટી સંખ્યામાં લોકોએ હાજર થઇ મને માન આપ્યું છે, પણ હું તે માનને પાત્ર છું કે નહીં તે, એ માનથી જુદીજ વસ્તુ છે. મારા અંતર પટને વિષે કોઇના માટે પાપીષ્ટ વિચારો હોય તો હું તે માનને પાત્રજ નથી. મારામાં જો પાપીષ્ટ વિચારો ન હોય તોજ હું તે માનને પાત્ર ગણુાઉં. અને તે પ્રકારના જ્ઞાન થી હું એવી ઘડાઇ જાઇશ કે કોઇ મારૂં વ્યાખ્યાન સાંભળવાને આવે કે ન આવે, તોપણુ મને કાંઇ લાગશે નહીં. અને હું એવી બની રહીશ ત્યારેજ મારામાં સ્વમાનનું ભાન થવાનું કે જે ભાનથી સમસ્ત મનુષ્ય પ્રાણીઓ આ સુંદર દેશમાં તેમજ આ અજબ ખલકમાં પ્રભુનું ભજન કરવાને આનંદથી જોડાય છે પુષ્પો પોતાની ભવ્યતાથી પ્રભુનો મહીમા ગાઇ રહ્યા છે, પણ પ્રભુને તો પોતાના નાના બાળકો જેટલું કાંઇ પ્રિયકર નથી. કેમકે નાના બાળકોજ ઇશ્વરના દરબારના પુષ્પો છે અને સ્વર્ગના સુર્યરસ્મીઓ છે. માટે તમે હિંદી હો કે હબશી હો, વલંદા હો કે અંગ્રેજ હો, તવંગર હો કે ગરીબ હો એ કાંઇ સવાલ નથી તમેજ જગતનાં સંતાન છો અને તમારેજ ગાવાનું રહ્યું કે જ્યાં જ્યાં ભિન્ન ભિન્ન જાતિઓ વચે ભેદભાવ છે, જ્યાં દ્વેષ અને સ્વાર્થપરાયણુતા છે ત્યાં અમે રહેવાના નહીં. જ્યારે તમે આખી ખલકને ચાહશો ત્યારે જગત્ બધું શાંતિ અને આનંદથી ઉભરાશે

ઓમ્ શાંન્તિ.

